स्वराज्य लेखमाला नं. ६.

# હિન્દ અને સંસ્થાનો



મી. એચ. એસ. એલ. પોલક.

( તેમણે અલ્હાબાદમાં તા ૧૩-૧, ૧૭ ને દિને
આપેલા ભાષણનું ભાષાંતર )

પ્રસિદ્ધ કરનાર,

શંકરલાલ ઘેલાભાઈ બેન્કર, એમ. એ.

૨૫૧, હાર્નબી રોડ, મુંબઈ.

કિંમત બે પૈસા. ૫૦ નકલની કીંમત રૂ. ૧-૦-૦

# હિંદ અને સંસ્થાનો.



**મહેરબાન પ્રમુખ સાહેબ અને મિત્રો,**

હું આ વિષે કંઈ બોલું તે પહેલાં મારે કંઈક કહેવાનું છે. હું હિંદુસ્થાનમાં આવ્યો ત્યારથી બધી જાતના લોકોએ બધી જાતના પ્રસંગો પર બધી જાતના વિષયો પર અને બધી જાતની જગ્યાઓ પર મને ભાષણો કરવા કહેલું છે. ભાષણ કરવામાં કંઈક અધિકાર હોવો જોઇએ એમ હું માનું છું. પોતાનો વિષય કયો છે અને તે વિષે શું કહેવાનું છે તે વિચાર્યા શિવાય બોલવું મને અયોગ્ય લાગે છે. ઉપરાંત હમણાજ મદ્રાસમાં મને ખરેખર ઘણો કઠિન અનુભવ થયો હતો. ચાર દિવસમાં આઠ જુદા જુદા વિષયો પર આઠ જુદાં જુદા ભાષણો કરવા મને કહેવામાં આવ્યું હતું. આ કામ ખરેખર ઘણું સખ્ત હતું, અને મને સખ્ત કામ ગમતું નથી. ઉપરાંત હું તો આ દેશમાં વિદ્યાર્થી રૂપે છું; અને મારા જાણવામાં છે કે જે વિદ્યાર્થીઓ રાજનીતિમાં કંઇપણ ભાગ લે છે તેમના તરફ સત્તાધીશોની ઇતરાજી હોય છે. એવી ઇતરાજી મેળવવાને હું રાજી નથી. આ ઉપરાંત એક વધુ બાબત વિચારવા જેવી છે. મને અનુભવ પરથી જણાયું છે કે આ દેશની પ્રજામાં સરકારને એટલો સંપૂર્ણ વિશ્વાસ છે કે પ્રજાના અંતઃકરણના તે માયાળુ રક્ષકો—સાદા, સ્વાર્થત્યાગી, નમ્ર હૃદયના (c. i d. ના) સદ્‌ગૃહસ્થોના અંતઃકરણભર્યા સહકાર શિવાય કોઈ પણ જાહેર સભા પૂરી ગણાતી નથી. આ કારણોથી મૌનનો ઉત્ત'. નિયમ ગ્રહણ કરવાનો મેં નિશ્ચય કર્યો. પણ નવા વર્ષના નિશ્ચયોનું શું કહેવું? તે તો નાશ પામવાનેજ સરજાયલા છે; સામાન્ય રીતે તો તે જન્મતા પહેલાંજ નષ્ટ થાય છે અને મારા આ નિશ્ચયનું પણ એવુંજ થયું છે. હમણાંજ લખનૌમાં મેં જે શોકજનક (નિશ્ચયનો) ભંગ કર્યો તે તમે જાણુતા હશો. પરંતુ મારા પ્રિય ગુરૂ અને મિત્ર મી. ગોપાલ કૃષ્ણ ગોખલેનું નામ ધારણ કરતા મંડલ તરફથી મેળ-

માં ...વનાર સભા આગળ ભાષણ કરવાનું આમંત્રણ મને આપ..માં આવ્યું હતું ત્યારે તો હું એ લાલચ રોકી થઈ શકયો નહીં. તેમની સાથે ગાઢ સહવાસમાં કામ કરવાનો મગરૂબ હક મને ઘણે પ્રસંગે મળ્યો હતો. તેમાંના મુખ્ય ચાર હતા—સન ૧૯૧૦ માં જ્યારે નાતાલ ખાતે ગીરમીટીઆ મજુરોની વધુ સંખ્યા મોકલવાનો નિષેધ કરવાનો નામાંકિત ઠરાવ તેમણે રજુ કર્યા ત્યારે; ફરીથી ૧૯૧૨ માં કે જ્યારે ગીરમીટીઆ મજુરોને કોઈ પણ સ્થળે મોકલવાનો નિષેધ કરવાનો ઠરાવ તેમણે રજુ કર્યો ત્યારે; ફરીથી ૧૯૧૨ માં જ્યારે અમારા મહેમાન તરિકે તેઓ દક્ષિણ આફ્રિકા આવ્યા ત્યારે; અને છેવટે ૧૯૧૩ ના વર્ષમાં જ્યારે અમે ઈંગ્લાંડમાં ભેગા મળીને યુનિયનની સરકારની સામે છેવટનો વિરોધ અટકાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે. આમ મેં કહ્યું છે તે પ્રમાણે ગોખલે સોસાયટી તરફથી મળનાર સભા આગળ બોલવાની જે લાલચ મને આપવામાં આવી છે તેને હું તરછોડી શકયો નથી. અને મરહુમ મી. ગોખલેના અંતઃકરણને જે વિષય ઘણોજ પ્રિય અને નિકટ હતો તે વિષે બોલતાં હું તેમના આત્માને માનની અધુરી છતાં નમ્ર અંજલિ આપવા ઈચ્છું છું.

## સંસ્થાનોનો ઇતિહાસ.

બ્રિટિશ રાજ્ય બંધારણના ઇતિહાસનો તમારામાંથી જેમણે કંઈ પણ અભ્યાસ કર્યો હશે તેમના જાણવામાં હશે કે સંસ્થાનોની શરૂઆત તાબેદાર દેશ તરીકે થઈ હતી. તેઓ નોકરની પદવીમાં હતા. તે ઇંગ્લંડના ગરીબ સંબંધી હતા. તેમની ઉત્પત્તિ "ધનની લાલચમાં પરદેશ નીકળેલા યુરોપના ખાનગી વેપારીઓની પ્રવૃત્તિથી" થઈ હતી. આ શબ્દો મારા નથી. જે ચોપડી હાલ ઘણુંજ ધ્યાન ચોતરફ ખેંચે છે તેમાં મારા કરતાં ઘણાજ વધારે વિદ્વાન્ સદ્ગૃહસ્થે તે વાપરેલા છે. સંક્ષેપમાં હકીકત આ પ્રમાણે છે. યુરોપના તે વેપારીઓ સાહસના જુસ્સામાં અને પોતાના ખાનગી લાભ સાધવાને માટે દુનિયાના જુદા જુદા ભાગમાં ગયા અને ત્યાં તેમણે સંસ્થાનો સ્થાપ્યાં. આ સંસ્થાનો પછીથી ઇંગ્લાંડના સીધા અંકુસ નીચે આવ્યાં અને તે જાણે પોતાના ખાસ લાભને માટેજ સ્થપાયાં હોય એમ ઈંગ્લંડ સમજવા લાગ્યું. તેની

એવી માન્યતા હતી કે તે સંસ્થાનો પર રાજ્ય કરવાનો, તેનો વહીવટ કરવાનો અને પોતાના સ્વાર્થને માટે તેનો ઉપયોગ કરવાનો તેને હક હતો. કેટલાંક સંસ્થાનોએ બંડ ઉઠાવ્યું ત્યાંસુધી આ વૃત્તિ કાયમ રહી. પછી નોકરોએ (સંસ્થાનોએ) નોટીસ આપી. તેનણે કહ્યું. "નોકરીની આ શરતો વધારે વખત સુધી કબુલ કરવાની અમારી ના છે; મહેરબાન કરીને અમને છુટા કરો." દુર્ભાગ્યે તેમની મરજી તુચ્છકારથી નામંજુર કરવામાં આવી અને આ તકરારમાંથી જુસ્સાદાર લડાઈ જામી, જેને પરિણામ તેમણે એક બીજાને પ્રહાર કર્યા અને છેવટે તે નોકરોની સ્વતંત્રતા મંજુર થઇ અને પોતાના ધણીની નોકરી છોડી દેવાની તેમને રજા આપવામાં આવી. બીજા શબ્દોમાં કહીએ તો, અમેરિકાના સંસ્થાનોનું બંડ ફત્તેહમંદ થયું અને તેમણે સ્વતંત્રતાનો હક મેળવ્યો. પણ આ બનાવનો બોધ ઘણાં વર્ષો સુધી ઇંગ્લાંડ શીખ્યું હોય એમ જણાતું નથી. દાખલા તરીકે આપણે જોઇએ છીએ કે પચાસ વર્ષ પછી કેનેડાના ઉત્તરના અને દક્ષિણના પ્રાંતમાં બંડ જાગ્યું અને તેમને ફરીથી તાબે કરવા લશ્કરી બળનો સખ્ત ઉપયોગ કરવો પડ્યો. પરંતુ લૉર્ડ ડર્હામે બ્રિટિશ પ્રજાને સ્પષ્ટ રીતે જણાવ્યું કે આ સંસ્થાનો જાણે બ્રિટિશ રાજ્યની ખાનગી મીલાક્ત હોય એમ ગણવું હવે કેવળ અશક્ય છે. તમારામાંથી જેઓ કાયદાનો અભ્યાસ કરતા હશો તેમને રોમના જુના કાયદા પ્રમાણે કુટુંબ રક્ષક (Patria potestas) ના આસ્તિત્વની ખબર હશે. તે અનુસાર કુટુંબના સર્વે માણસો પર તેમના રક્ષક પિતાને અમર્યાદિત અધિકાર હતો. તેમને પોતાની ખાનગી મિલ્કત વાપરવાનો તેને હક હતો અને તેમના ખુદ જાન ઉપર પણ તેને સત્તા હતી. તે પોતાના પુત્રોને ગુલામ તરિકે વેચી શકતો. પોતાની મરજીમાં આવે તેમ તે કરી શકતો અને કોઇ પણ તેને ના કહી શકતું નહીં. સંસ્થાનો તરફ ઇંગ્લૅંડે આવી રાજનીતિ ધારણ કરી હતી. એલીઝાબેથ રાણીના વખત સુધી અને તે પછી પણ અંગ્રેજ કુટુંબોમાં પુત્ર અને પુત્રીઓ તેમના પિતાના નોકર તરીકે ગણાતાં અને તેના હુકમને અનુસરવાને બંધાયલાં ગણાતાં એ વાત જો આપણે ધ્યાનમાં લઈશું તો આ રાજનીતિથી આપણે આશ્ચર્ય પામીશું નહીં. દેખીતી રીતે આ વૃત્તિ ઘણા લાંબા

સમય સુધી કાયમ રહી કારણકે વિકટોરીઆ રાણીના સમયમાં જ નવી વૃત્તિ પ્રચલિત થવા માંડી. આ ગરીબ સંબંધીઓ (સંસ્થાનો) તે માતૃભૂમિની પુત્રીઓ રૂપ છે એમ ધીમે ધીમે મનાવા લાગ્યું અને કેટલીક સત્તાઓ તેમને સુપ્રત કરવામાં આવી. અવિભક્ત કુટુંબમાં હકની વહેંચણી કરવામાં આવી હોય એવું લાગવા માંડ્યું અને વખત જતાં પુરેપુરી વહેંચણી કરવામાં આવશે એવી આશા રાખવામાં આવી. બીજા શબ્દોમાં કહીએ તો જે સંસ્થાનોને અમુક સત્તાઓ સોંપવામાં આવી હતી તે ભવિષ્યમાં સંપૂર્ણ સ્વતંત્રતાની માગણી કરશે એવું માનવામાં આવતું; અને આ ઘણુંજ સ્વાભાવિક અને યોગ્ય છે ને તેથી તેમનું રક્ષણ કરવાની જવાબદારીમાંથી ઇંગ્લાંડ છુટશે એમ છૂટથી કહેવામાં આવતું. પરંતુ આ આશાઓ કરતાં વસ્તુસ્થિતિ ઘણી જ જુદી નીપજી. ધીમે ધીમે એમ સમજવામાં આવ્યું હતું કે ખરી રીતે જોતાં જે સંસ્થાનોને સ્વરાજ્ય આપવામાં આવ્યું હતું—અને એક ગૃહસ્થના હમણાંના અભિપ્રાય પ્રમાણે તે એવે વખતે આપવામાં આવ્યું હતું કે જ્યારે તે મેળવવાને સંસ્થાનો કેવળ નાલાયક હતા—તે ઇંગ્લાંડથી છુટા પડી જવા માંગતા ન હતા પણ ઉલટું સંયુક્ત કુટુંબ તો કાયમ જ રહેશે કારણ કે છુટા પડવાનો ઈરાદો સીધી, સ્પષ્ટ અને અચૂક ભાષામાં દર્શાવવામાં આવ્યો ન હતો. પ્રમુખ સાહેબ, હું ધારૂંછું કે આ વિષયના આ ભાગ સંબંધમાં સંયુક્ત કુટુંબના કાયદાનું હું ખરૂ પૃથક્કરણ કરૂંછું.

પરંતુ મને કહેવામાં આવે છે કે હિન્દુ સંયુક્ત કુટુંબમાં તેની વ્યવસ્થા કરનાર એક "કર્તા" હોય છે. તે કુટુંબનો પિતા હોય છે અથવા કુટુંબનો વધારેમાં વધારે અનુભવી માણસ હોય છે, અને કુટુંબની વ્યવસ્થા કરવાનું કામ તેને સોંપવામાં આવે છે. સગીર તરફથી તો તેને પૂછ્યા વગર તે બધી વ્યવસ્થા કરે છે અને મોટી વયના કુટુંબીઓના સંબંધમાં તો, તે જો સમજુ હોય તો, તેમને પૂછીનેજ વહીવટ કરે છે. પણ બધી બાબતોમાં જે નિર્ણય તે કરે છે તે ઉપર સાધારણ રીતે પ્રહાર થઈ શકતો નહીં—શિવાય કે કુટુંબના હિતથી તે વિરૂદ્ધ છે એ દલીલ ઉપર જ. મને બરાબર ખબર નથી પણ હું ધારૂં છું કે આ સંબંધમાં પણ હું કાયદાનું યોગ્ય વર્ણન કરૂં

છુ. આ ઉપરથી એવું સમજાવા લાગ્યુ કે સામ્રાજ્યના હિતના મોટા સવાલોના સંબંધમાં પોતાની પુત્રીઓની સલાહ માતૃભૂમિએ લેવી જોઇએ પણ આ કાર્યના બ્હારના વહીવટ માટે તો માતૃભૂમિજ (ઇંગ્લંડ) જવાબદાર રહેશે.

## સામ્રાજયભાવનાનો નવો પક્ષ.

થોડાં વર્ષથી સામ્રાજ્યભાવનાનો એક નવો પક્ષ ઉત્પન્ન થયો છે. તમે જાણો છો કે સંસ્થાનો–જેને હવે ઇંગ્લાંડની પુત્રી રૂપે નહીં પણ બ્હેન તરીકે ગણવામાં આવે છે–તેની સલાહ હવે સામ્રાજ્યપરિષદમાં લેવામાં આવે છે. સને ૧૯૧૧ માં તેની એવી સલાહ સામ્રાજ્યસભામાં લેવામાં આવી તે વખતે હું ઇંગ્લાંડમાં હતો પણ મારે કબૂલ કરવું જોઇએ કે તે બનાવનું ખરૂં રહસ્ય તે વખતે મને સુઝયુ ન હતું. તે વખતના વડા પ્રધાન મી. એસ્કવીથે પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં કબુલ કર્યું હતું કે ઇંગ્લાંડે સંસ્થાનોની સલાહ વધારે ને વધારે લેવી જોઇએ અને તે પોતપોતાના ક્ષેત્રમાં પોતાને ઠીક લાગે તે કરી શકે. પણ તેણે એમ જણાવવાને ખાસ ધ્યાન લીધું હતું કે સંસ્થાનોના રાજ્યના હક કેવળ સ્થાનિક છે, અને વધારેમાં તેણે ઉમેર્યું હતું કે "તમે અને અમે હિન્દ જેવા તાબેદાર દેશના રક્ષક (ટ્રસ્ટી) છીએ." જ્યારે મી. એસ્કવીથે આમ કહ્યું ત્યારે હિન્દ "શહેનશાહના તાજનું વધારેમાં વધારે તેજસ્વી રત્ન છે" અથવા તે "સામ્રાજ્યની ઇમારતનો પાયો છે" એ વાકયોમાં જે અર્થ સમાએલો છે તે કરતાં તેઓ કંઈ પણ વધારે કહેવા માગતા હોય એમ લાગતુ નથી. આવાં વાકયો ઘણું સુન્દર લાગે છે પણ તેમાં બહુ અર્થ હોતો નથી. તે તો કોઇ માનવંતા પરોણા ઉપર જરા ગુલાબજલ છાંટવા જેવું અથવા પાળેલા ગધેડાની આંખ આગળ મોંમાંથી પાણી છુટે એવું ગાજર ધરવા જેવું છે. દુર્ભાગ્યે આપણે જે ખાઇએ છીએ તેથી આપણી ભૂખ વધે છે. તમે સારી પેઠે જાણો છો કે એક વાર લોહી ચાખ્યા પછી વાઘ માણસને હજમ કરવાને તત્પર થાય છે અને અહીઆં પણ તેજ પ્રમાણે બન્યું છે. સંસ્થાનોમાં એવા આગેવાનો નિઃશંસય છે કે જેઓ સામ્રાજ્યની પરદેશીય (foreign) રાજનીતિમાં ભાગ મેળવવાનો હક માંગવા મંડ્યા છે. આ ઘણુંજ સ્વાભાવિક છે; અને તે

સિદ્ધાન્ત ઉપર સામ્રાજ્યવાદીઓનો એક એવો પક્ષ ઉત્પન્ન થયો છે કે જે હિન્દ સુદ્ધાન્ત સામ્રાજ્યના સૌ પરાધીન દેશના ( dependencies ) રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને જોડવા ઇચ્છે છે. એમની ભાવના એ છે કે પરદેશીય રાજપદ્ધતિનો ઘણો આધાર હિન્દુસ્તાન ઉપર રહે છે; હમણાં અને આપણો ભવિષ્યમાં જ્યાં સુધી જોઈ શકીએ ત્યાં સુધી હિન્દુસ્તાન સ્વરાજ્ય ભોગવી શકશે નહી અને ભોગવશે નહીં, જોકે વખત જતાં કદાચિત તેને તે મળે; સ્વરાજ્યની સંસ્થા માટે હિંદ નાલાયક છે અને આગળ વધીને તેઓ એમ કહે છે કે હિન્દુસ્થાનના પરદેશીય સંબંધના કાબુ ઉપર સામ્રાજ્યની રાજનીતિનો ઘણો આધાર રહે છે તેથી જો તે રાજનીતિના નિર્ણયમાં સંસ્થાનોને કંઈ ભાગ આપવાનો હોય તો હિન્દના આન્તર રાજતંત્ર ઉપર નહીં તો તેની બ્હારની રાજવ્યવસ્થામાં તો તેમને હિસ્સો આપવોજ જોઇએ. સામ્રાજ્યવાદીઓનો આ સિદ્ધાંત છે. હવે હું તમને બતાવવા અથવા સૂચવવા માગુ છું કે એવાં ઘણાં મજબૂત કારણ છે કે જેથી આ સિદ્ધાંત હિન્દની પ્રજાને, સંસ્થાનોમાં જ રહેતા ઘણા યુરોપિયન લોકોને અને બ્રીટિશ ટાપુઓમાં વસતી મોટા ભાગની પ્રજાને આ સિદ્ધાન્ત માન્ય થઈ શકેજ નહીં.

## સંસ્થાનો અને પરાધીન દેશો.

જે પરાધાન પ્રજાઓ સંસ્થાનોમાં રહેતી હતી અથવા રહે છે તેમના તરફ તે સંસ્થાનોની વર્તણુકનો ઇતિહાસ કેવો છે ? તેમને પોતાને કેવા સવાલો ઉકેલવાના છે? પ્રથમ આપણે કેનેડાનો દાખલો લઈશું. ઇંગ્રેજો અને ફ્રેન્ચ લોકો વચ્ચે થયેલા વિગ્રહમાં બન્ને પક્ષે હજારો રેડ ઇન્ડિયન સિપાઇઓને લડાઇમાં ઉતાર્યા હતા એ આપણે જાણીએ છીએ. એ રેડ ઇન્ડિયન લોકો અત્યારે કયાં છે--તેમનું શું થયું છે ? હાલ તેઓ લગભગ કેમ નાબુદ થયા છે તેનું કારણ જાણવું હોય તો આપણે કેનેડાનો ઇતિહાસ જાણવો જોઇએ અને ક્રૂર લડાઈઓનો તેમજ હાલ વસતી રેડ ઇન્ડિયોનીની થોડી સંખ્યા શિવાય તેમની જાતિના સંપુર્ણ નિકંદનનો હેવાલ તેમાંથી આપણે વાંચવો જોઇએ. ઉપરાંત, કેનેડામાં પ્રજાના બે મોટા વિભાગ બ્રિટિશ પક્ષ અને ફ્રેન્ચ પક્ષ આપણને જણાશે--જેઓ પોતપોતાના જુદા માર્ગ ઉપર

પોતાનો વિકાસ કરે છે અને જો કે તે બન્નેનાં મૂળ એકજ યુરોપીય સંસ્કૃતિમાં છે તો પણ તદ્દન જુદાં દૃષ્ટિબિન્દુથી છે સંસ્કૃતિને તેઓ નીહાળે છે. ભાષા તેમજ ધર્મને લીધે ફ્રેન્ચ અને બ્રિટિશ પ્રજા વચ્ચે ઘણોજ તીવ્ર ભેદભાવ આપણને કેનેડામાં જણાશે. ફ્રેન્ચ કેનેડીઅન લોકો જે ભાગમાં હોય તે ભાગમાં ફ્રેન્ચ ભાષા શીખવાતી હોવાથી તેઓ માગે છે કે કેથોલીક ધર્મના અનુયાયી ફ્રેન્ચ કેનેડીઅનોને કેનેડાનો દિવાની કાયદો નહિ પણ કેથોલીક ધર્મનો ખાસ કાયદો લાગુ પાડવો જોઇએ. વધારામાં પૂર્વના અને પશ્ચિમના કેનેડીઆને વચ્ચે, આપણને ઉંડો વિરોધ જણાશે. પૂર્વમાં લોકો ઘણા વખતથી વસેલા છે અને તેમની રીતભાત જૂની છે. પશ્ચિમમાં કંઇક ઓછી પરંતુ વધારે ઉદ્યોગી પ્રજા છે; તેઓ ઘણી બાબતમાં પહેલ કરનારા છે અને તેઓ મોટે ભાગે દેશનું ધન ચૂસનાર યુરોપીઅન ધનિકો અને તેમની સામે લડનાર યુરોપીઅન મજુરોના બનેલા છે. કેનડામાં જે વસ્તુસ્થતિ હયાત છે તેમાંના આ કેટલાક સંયોગો છે.

હવે આપણે ન્યુ ઝીલાંડ તરફ દૃષ્ટિ કરિશું કે જ્યાં આપણને કહેવામાં આવે છે કે માવરી લોકોને મત આપવાનો હક છે અને ગોરી પ્રજાના જેવી પદવી આપવામાં આવી છે. આનું કારણ સમજવાને માટે આપણે ઉપરની સપાટીથી નીચે જવું પડશે. જો આપણે આમ કરીશું તો આપણને ખબર પડશે કે આ માગ સહી સલામત છે કારણ કે માવરી લોક પ્રમાણમાં ઓછા છે અને કંઇ નુકસાન કરે એવા નથી. ઉપરાંત ઉપરા ઉપરી લઢાઈઓથી તેમનું નિકંદન કાઢવામાં આવ્યું છે અને થોડા વર્ષ પહેલાં તો તે તદન સાફ થઈ જશે એવું ધારવામાં આવતું હતું. વળી, ન્યુઝીલાંડમાં ઓસ્ટ્રેલીઆના જેવાજ મજુરીના સવાલો ઉત્પન્ન થયા છે. ઓસ્ટ્રેલીઆ તરફ પણ નજર નાંખતાં જણાશે કે ત્યાં તો જૂની પ્રજા બીલકુલ છે જ નહીં. આનું કારણ શું છે? મુખ્ય કારણ તો એજ છે કે તે કાળા લોકનો ખાસ જાણી જોઇને નાશ કરવામાં આવ્યો છે. પોતાના ઉપર પરાધીન પ્રજા તરફ ભૂતકાલમાં ઓસ્ટ્રેલીઆએ કેવી વૃત્તિ ધારણ કરી છે એ આપણે આ ઉપરથી જોઈ શકીશુ. વધારામાં આપણને ખબર પડશે કે જોકે હિન્દીવાનો તરફ વર્તણુકમાં ઓસ્ટ્રેલીઅનો ઘણા ઉદાર ગણાય છે તો પણ આ

નવાઈભરેલી વાત ધ્યાનમાં લેવી જોઇએ કે ઓસ્ટ્રેલીઆની ભૂમિમાં કાળી ચામડીના મજુરોને લડાઇ દરમિયાન દાખલ ન કરવાનું જાહેર વચન આપવાની મી. હ્યુજીસને ફરજ પડી છે. આસ્ટ્રેલીઆમાં મજુરોના સંબંધમાં બીજી પણ ગંભીર મુશ્કેલીઓ છે કે જેનો નીવેડો મી. હ્યુજીસ અને તેના મિત્ર પ્રધાનોને કરવાનો છે. આમ પોતપોતાના સ્થાનિક પ્રશ્નોનો દરેક સંસ્થાનને નિર્ણય કરવાનો છે એ તમે ધ્યાનમાં લેશો તો તમે તરત સમજી શકશો કે જે બ્હારના સવાલોની તેમને સમજ નથી અને જેના ઉપર ઉપર તેઓ કંઈપણ અંકુશ રાખી શકે નહીં તેનાં સંબંધમાં આવવાને તેઓ જરા પણ આતુર નથી.

## દક્ષિણ આફ્રિકા.

હવે આપણે દક્ષિણ આફ્રિકા લઇશું ને આ વિષે તો હું કંઇક અંગત અનુભવથી બોલી શકું એમ છું. દક્ષિણ આફ્રિકામા કાળી ચામડીની વસ્તી ગોરી પ્રજા કરતાં પાંચ ઘણી છે. તે કાળી પ્રજા ઉપરાંત ત્યાં યુરોપીઅન અને આફ્રિકન પ્રજાના મિશ્રણથી એક વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થઇ છે અન પાંચ ગોરાઓમાં આવા બે માણસોનું પ્રમાણ આખી વસ્તીમાં છે. આ આંકડા ખરી વસ્તુસ્થિતિ જાહેર કરે છે. આ ઉપરાંત લગભગ દોઢ લાખ હિન્દીઓ ત્યાં છે, ને આમ છતાં દક્ષિણ આફ્રિકામાં એવા માણસો છે કે જેઓ તેને ગોરી પ્રજાનો દેશ કહેવાને હિંમત—સાહસ કરે છે. કોઇપણ કાળો માણસ યુનિયન પાર્લામેન્ટનો સભાસદ થઇ શકે નહીં અને ડીગ્રી મેળવી શકે નહીં. અત્યાર સુધીમાં ફકત એકજ કાળી ચામડીના માણસે દક્ષિણ આફ્રિકાની ડીગ્રી મેળવી છે અને તે ખાનગી અભ્યાસથીજ. જો તેને વધારે ઉંચો અભ્યાસ કરવો હોય અને કૉલેજનું શિક્ષણ મેળવવું હોય તો તેણે ઈંગ્લંડ, જર્મની, અમેરિકા કે જાપાન જવું જોઈએ. પણ દક્ષિણ આફ્રિકામાં તો તે અશકય છે. હવે આપણે ત્યાંના મૂળ વતનીઓની સ્થિતિ ધ્યાનમાં લઈશું. દક્ષિણ આફ્રિકાના મોટા ખેડુતો ત્યાંના વતની છે. તેમને ખેતી શિવાય કંઇ આવડતું નથી. આમ છતાં કોઇ ગોરા માણસના નોકર શિવાય બીજી કોઈ પણ રીતે ત્યાંના વતનીને ખેતી-

વાડીનાં પ્રદર્શન જોવાની રજા નથી એ તમે માની શકશો ? થોડાજ વખત ઉપર ટ્રાન્સવાલની આખી મૂળ પ્રજાની કેળવણી કરતાં પણ વધારે ખર્ચ પ્રિટોરીઆના જનાવરોના બાગમાટે તથા વાંદરા અને બીજા પ્રાણીઓના નિભાવ માટે કરવામાં આવતો હતો એ વાત તમે માનશો ? જો કે મૂળ પ્રજા યુરોપીઅનો કરતાં ૫૧/૨ ઘણી છે તોપણ દક્ષિણ આફ્રિકાની જમીનનો ૧૩/૧૬ ભાગ—જેમાં ત્યાંની સારામાં સારી જમીનનો સમાવેશ થઇ જાય છે—તે યુરોપીઅનોના હાથમાં છે અને તે વતનીઓની જમીનની માલીકી ઉપર હજી પણ વધારે બંધનો મૂકવાને પ્રયત્ન કરવામાં આવે છે, એ તમે માની શકશો ? આ વસ્તુઓ દરરોજ દક્ષિણ આફ્રિકામાં બને છે અને પોતાના ઉપર પરાધીન થએલી પ્રજા તરફ ત્યાંની રાજસત્તાનું કેવું વલણ છે તેનો ખ્યાલ આ ઉપરથી આવશે. પણ દક્ષિણ આફ્રિકામાં બીજી પણ મુશ્કેલીઓ છે. ત્યાંની ગોરી પ્રજામાં પણ બ્રિટિશ અને ડચ લોકો વચ્ચે ભેદ છે અને તે બન્નેનો પરસ્પર સંબંધ સારો નથી. એ વાત ખરી છે કે ડચ પ્રજાનો મોટો ભાગ મુખ્યત્વે કરીને ડચ પ્રધાનોની બનેલી હાલની સરકારને ટેકો આપે છે છતાં એ પણ નિઃસંશય છે કે પ્રધાન તરિકે પોતાની નિમણુક વખતે જનરલ બોથા અને જનરલ સ્મટ્સે વફાદારીના જે સોગન લીધા છે તે પાર પાડતાં તેમને ઘણી ગંભીર મુશ્કેલી નડી છે. તમે જોયું છે કે થોડાજ વખત ઉપર ડચ પ્રજાના એક મોટા ભાગે ખુલ્લી રીતે બંડ ઉઠાવ્યું હતું. હું એમ ચોક્કસ રીતે માનું છું કે જો યુનિયન ઑફ સાઉથ આફ્રિકાના વડા પ્રધાન તરિકે પોતના લોકોની મારફત જ જનરલ બોથા ચુંટણી માટે ઉભા રહે અને બ્રિટિશ મત આપનારને એક બાજુએ મૂકી દે તો તેઓ ફત્તેહમંદ ન થાય; તેના પોતાનાજ લોકો તરફથી—પોતાનાજ લોકોના વધુ મતથી તે સખ્ત હાર ખાય. દક્ષિણ આફ્રિકાની રાજકીય સ્થિતિ કેવી મુશ્કેલી ભરેલી છે તે તમે આ ઉપરથી જોઈ શકશો. પણ આર્થિક સ્થિતિ આથી ઓછી મુશ્કેલ નથી. દાખલા તરિકે આપણને જણાય છે કે ગોરા મજુરો કાલી ચામડીના મજુરોથી ગભરાઇને તેમને પોતાના મંડળમાં દાખલ કરતા નથી. વળી તેઓ સોનાની ખાણુ, હીરાની ખાણુ વગેરે દક્ષિણ આફ્રિકાના મોટા ધંધા કરનારા ધનાઢયોના અંકુશ સામે

વારંવાર લઢે છે અને છેલ્લા પાંચ વર્ષમાં બે મોટી હડતાલ પડી હતી જેમાંની બીજીથી આખા દેશને સખ્ત ધક્કો પહોંચ્યો અને જેને દબાવવાને લશ્કર બોલાવવાની જરૂર પડી. દક્ષિણ આફ્રિકામાં છેલ્લાં થોડા વર્ષમાં આવા બનાવો બન્યા છે. અને પોતાના સ્થાનિક સવાલોનો નિકાલ કરવામાં તેને કેટલી ગંભીર મુશ્કેલીઓ પડે છે એ તમે જોયુ હશે તો હિન્દના સવાલોના વિચાર કરવાને તેને કેમ વખત મળે?

## સંસ્થાનોનો હિન્દ સાથે સંબંધ.

હવે આપણે જુદા દૃષ્ટિબિન્દુથી આ બાબત તપાસીશું હિન્દ સાથે આ સંસ્થાનોના પહેલાંના સંબંધની દૃષ્ટિથી આ વાત જોઈશું. આ બાબતમાં દક્ષિણ આફ્રિકાએ શરૂઆત કરી હતી. હિન્દુસ્તાન સાથે તેનો સંબંધ આવી રીતે બંધાયો. નાતાલના ખેતરોના પાક નાશ પામવાની અણી ઉપર હતા કારણ કે કોઇ મજુરો સોંઘે ભાવે અને કાયમને માટે મળી શકતા નહતા. અને ગુલામગીરીના જૂના વખતમાં પાછા હઠવું એ તો સંસ્થાનવાસીઓ માટે અશકય હતું. જો આ ઉદ્યોગોનો નાશ થતો અટકાવવો હોય તો આવા મજુરોની જરૂર હતી. તેથી નાતાલે બ્રિટિશ રાજ્યને એવી નમ્ર વિનંતિ કરી કે પોતાને જોઈતા મજુરો હિન્દમાંથી મેળવવાને તેને પરવાનગી આપવામાં આવે. અને પચાસ વર્ષ સુધી આવા કોળીઓની મજુરી તેણે મેળવી દક્ષિણ આફ્રિકાના લોકોને ‘કોળી’ શબ્દ એટલો પરિચિત કર્યો કે જેથી આજ પર્યંત ડચ પ્રજામાં હિન્દીવાનોને માટે સામાન્ય શબ્દ ‘કોળી’ છે. આ ‘કોળી’ શબ્દ કંઇ ખરાબ અર્થમાં વાપરવાનો ઈરાદો હોતો નથી. ડચ લોકો ખરેખર એમ માને છે કે હિન્દુસ્તાનના વતનીઓને માટે ‘કોળી’ એજ યોગ્ય શબ્દ છે, આપણને એમ કહેવામાં આવ્યું છે કે ફીજી ટાપુમાં પણ આવુંજ બન્યું છે. મી. એન્ડ્રુસ કહે છે કે હિન્દી મજુરો ત્યાં ‘કોળી’ શબ્દથી ઓળખાય છે અને એ દુર્ભાગ્યની બીના છે કે ફીજીઅન ભાષામાં “કુલી” એ શબ્દનો અર્થ કુતરો થાય છે અને તેથી તે ટાપુમાં કામ કરતાં હિન્દી મજુરોમાં કંઈ કુતરાના ગુણ છે એવું ત્યાંના વતનીઓ માને છે. તેમને તો લાત મારવી જોઇએ એમ તેઓ ધારે છે. દક્ષિણ આફ્રિકામાં પચાસ વર્ષ સુધી હિન્દીવા-

નોની આવી સ્થિતિ હતી અને તેમને લાત મારીને ટોલ્લે ચડાવવામાં આવ્યા છે; અને જોકે પહેલાંની સ્થિતિમાં હવે ઘણો સુધારો થયો છે તોપણ એ તો ખરૂંજ છે આજપર્યંત નાતાલમાં જન્મેલો કોઇ હિન્દી જોડેના ટ્રાન્સવાલ પ્રાન્તમાં દાખલ થઇ શકતો નથી. ઓરેન્જ ફ્રી સ્ટેટના પવિત્ર ક્ષેત્રમાં તો કોઇ પણ હિન્દી દાખલ થઈ શકે જ નહીં. અને જો તે દક્ષિણ આફ્રિકામાં જન્મ્યો હોય અને કેળવણીનું અમુક ધોરણ પસાર કરે તો ટ્રાન્સવાલ કે નાતાલનો કોઇ હિન્દીવાન કેઇપમાં દાખલ થઇ શકે. દક્ષિણ આફ્રિકામાં આપણા દેશબંધુઓ ઉપર કેવા સખ્ત પ્રતિબંધ મૂકવામાં આવ્યા છે તે તમે આ ઉપરથી જોઇ શકશો. સન ૧૮૯૫ નાતાલમાં સ્થિતિ એટલી ખરાબ થઇ કે એશીઆના વતનીઓનો બહિષ્કાર કરવાને કાયદો પસાર કરવામાં આવ્યો. પણ તે બ્રિટિશ સરકારે નામંજુર કર્યો અને પછીથી નાતાલનો નામાંકિત કાયદો પસાર થયો કે જેનાથી નાતાલના મુલકમાં આવવા ઇચ્છનાર એશિયાના સર્વે રહેવાશીઓ માટે કેળવણીનું અમુક ધોરણ મુકરર થયું. ઓસ્ટ્રેલીઆના કેટલાક પ્રાન્તોએ આ કાયદાનું અનુકરણ કર્યું અને જ્યારે રાજપુત્ર રણજીતસિંહ ઓસ્ટ્રેલીઆ ગયા અને તેને માટે આ ધોરણ ખાસ રદ કરવામાં આવ્યું તે વખતે હિન્દુસ્તાનનું જે અપમાન થયું હતુ તે તમારા જાણવામાં હશે. કેળવણીનું જે ધોરણ કાયદામાં હતું તે તેને લાગુ પાડવું એ ઘણુંજ અનિષ્ટ ગણાયું. પછી જો તમે કેનેડા તરફ નજર કરશો તો તમને જણાશે કે હિન્દીવાનો ત્યાં મજુર તરિકે ગયા હતા અને જ્યારે એમ લાગ્યું કે બ્રિટિશ કોલંબીઆના ગોરા મજુરોના પક્ષના સુખ અથવા સગવડને માટે હિન્દીવાનો ઘણી મોટી સંખ્યામાં જતા હતા ત્યારે પોતાના મૂળ સ્થાનથી સીધી સ્ટીમર લઇને કેનેડા ન આવનાર સર્વેની સામે પ્રતિબંધ મુકાય એવા કાયદા ઘડવામાં આવ્યા. ઉપરાંત જે હિન્દીઓ કેનેડામાં હતા તેમની સ્ત્રીઓ અને બાળકોના પ્રવેશને અટકાવવાને પણ કાયદાઓ રચવામાં આવ્યા. આ કાયદાનું શું પરિણામ થયું તે આપણે જાણીએ છીએ. આપણને ખબર છે કે કેનેડામાં જઇને વસવાને માટે આ દેશમાં પોતાનું સર્વસ્વ જેમણે વેચ્યું હતું તેવા ઘણા લોકોને પછીથી જણાયુ કે હોંગકોંગ અથવા બીજે કોઇ પણ સ્થળે તેમને

મુસાફરી તોડવી પડતી હતી અને અટકયા શિવાય કેનેડા જતી સીધી સ્ટીમર ન હતી તેથી તેમને ત્યાં દાખલ કરવામાં આવ્યા નહિ, અને આગબોટના ભાડામાં પોતાના લગભગ બધા પૈસા ખરચ્યા પછી તેઓ હોંગ કોંગ, સીંગાપોર કે મનીલામાં અધવચ રખડી પડ્યા. પંજાબમાં રાજદ્રોહી લોકોના જે મુકરદમા ચાલ્યા છે તે વિષે કંઇ પણ બોલવું એ જરા જોખમભરેલું ભણાય. ગદ્રના મુકરદમામાં જે ચુકાદા હમણાં આપવામાં આવ્યા છે તેનો રીપોર્ટ આપણે સર્વે એ વાંચ્યો છે અને હું એમ કહું છું કે આ સંબંધમાં જે કંઈ બન્યું છે તેના મોટા ભાગની જવાબદારી કેનેડાને શિર છે. તેણેજ ઘણા અજ્ઞાન, નિરાશ અને ભગ્નહૃદય માણસોને સાહસિક બનાવ્યા અને તેમને એવા તર્કટી માણસોના કબજામાં નાંખ્યા કે જેમણે તેમણે સમજાવ્યું કે કામાગાટા મારૂમાં આવેલા તેમના દેશબંધુઓને બ્રિટિશ મનવારની બંદુકોની ધાકથી વાનકુંવરના કીનારા ઉપર ઉતરતા અટકાવ્યા.

હું આ વાત જણાવ્યું છું કારણ કે ઘણા લોકોએ એમ સૂચવ્યું છે કે (મી. કર્ટીસની) આ રાજકીય હીલચાલનો વિરોધ કરતા આ દેશના હિન્દીવાનો સંસ્થાનો સામે શત્રુવૃત્તિથી પ્રેરાયલા છે અને તેઓ જાણી જોઈને દ્વેષની વૃત્તિ ફેલાવે છે. હવે વિગતોનું સ્પષ્ટ વર્ણન જો આ દેશમાં સંસ્થાનો સામે દ્વેષની વૃત્તિ જાગૃત કરવાને બસ હોય તો હું એમ કહીશ કે આ જવાબદારી હિન્દની નથી પરંતુ તે સંસ્થાનોનીજ છે—જે સંસ્થાનોએ આટલાં બધાં વર્ષ સુધી અને આટલી જુદી જુદી રીતે હિન્દુસ્થાનના પુત્રો અને પુત્રીઓ તરફ ખરાબ વર્તણુક બતાવીને આ દેશની પ્રજા ઉપર એક પછી એક અપમાન ચઢાવ્યાં છે. આ વાતની કોઇથી ના પાડી શકાશે નહીં અને હું માનું છું કે આવી કોઈ ચળવળની સામે જે વિરોધની વૃત્તિ આ દેશમાં ઉત્પન્ન થઈ છે તેને માટે મોટા ભાગની જવાબદારી સંસ્થાનોએજ વહોરવી પડશે.

## માતૃભૂમિનું દૃષ્ટિબિન્દુ.

છેવટે માતૃભૂમિનું દષ્ટિબિન્દુ આપણે જોવું જોઈએ. તમારા પૂર્વજો ડહાપણથી આટલું સમજતા હતા હતા કે એક કુટુંબમાં એકજ કર્તા હોવો જોઈએ અને ઘણા રસોઇયા રસોઈ બગાડી નાખે અને તેથી

તેમણે કુટુંબનો વહીવટ મુખ્ય કુટુંબીને સોંપ્યો હતો. પણ આ રજકીય પક્ષવાદીઓ, જેટલાં સંસ્થાનો છે તેટલા વ્યવસ્થાપકો કર્તા તરીકે નીમાવા જોઈએ એવી માગણી કરતા હોય એમ જણાય છે. આ સંબંધમાં બ્રિટિશ પ્રજાને પણ કંઈક કહેવાનું હોઈ શકે. અત્યાર સુધી હિન્દુસ્તાનને માટે એકના એકજ ટ્રસ્ટિ હોવાનો દાવો તેણે કર્યો છે ટ્રસ્ટી તરીકે કાર્ય કેટલે અંશે તેમણે બજાવ્યું છે તે તો તમે મારા કરતાં વધારે સારી રીતે જાણો છો. પણ હું એટલું તો જાણું છું કે હિન્દુસ્તાનના રાજકારભાર વિષે કંઈ પણ બુદ્ધિયુક્ત રસ ઈંગ્લંડમાં જાગૃત કરવો એ લગભગ અશકય છે. હું એ પણ જાણું છું કે જ્યારે આમની સભામાં હિન્દુસ્તાનના સવાલો ચર્ચાય છે ત્યારે તેમાં ખરો રસ લેનારની સંખ્યા આંગળીને વેઢે ગણાય એટલી હોય છે અને તેઓ ખાલી બાંકડા આગળ ભાષણ કરે છે. હું એ પણ જાણું છું કે આખી દુનિયામાં જે સિવિલ સર્વિસ વધારેમાં વધારે સંપૂર્ણ ગણાય છે તેના હાથમાં હિન્દનું રાજ્ય સોંપીને બ્રિટિશ પ્રજા સંતોષ માને છે. હું આ બધી વસ્તુઓ જાણું છું; તો પછી જે સંસ્થાનોએ છેલ્લા ૧૫૦ વર્ષ સુધી ટ્રસ્ટીનું કામ કર્યું નથી, જે હિન્દને વિષે ઇંગ્લંડ કરતાં પણ ઓછું જાણે છે અને તેથી પણ ઓછી દરકાર રાખે છે તેની સાથે સુષુપ્તિ અને અવગણવાની પોતાની નામના વહેંચવાને બ્રિટિશ પ્રજા અને બ્રિટિશ સરકાર ખુશી કેમ હોઈ શકે ?

આપણને એક મહાન ગૃહસ્થે કહ્યું છે કે સંસ્થાનોમાં એવા ઘણા લોકો છે જેઓ હિન્દને સ્વરાજ્ય આપવાને સંપૂણ રીતે ખુશી છે. આ વિષે મને તો જરા પણ શક નથી. જ્યાં સુધી બીજાના કાર્યમાં આપણને કંઈ પણ સ્વાર્થ ન હોય ત્યાં સુધી તે તેને કરવા દેવાને આપણે સંપૂર્ણ રીતે રાજી હોઇએ છીએ. પરંતુ જ્યારે કંઈ સ્વાર્થ હોય છે ત્યારે તો તેના કાર્યની વ્યવસ્થા આપણેજ કરવાનું પસંદ કરીએ છીએ. હું ધારૂં છું કે બ્રિટિશ સંસ્થાનોને પણ આ હકીકત લાગુ પડે છે. બીજા કોઈ પણ બ્રિટિશ પ્રજાજન જેટલો સરકારને વફાદાર હોવાનો દાવો હું રાખું છું પણ મારે કબુલ કરવું જોઇએ કે જે દિવસે આ દેશના રાજ્યમાં સંસ્થાનોને ભાગ લેતા હું જોઈશ તે દિવસે મારી વફાદારીને મજબૂત ધોકો પહોંચશે. મારે એ પણ

[illegible] ૧૭ સુધી પોતાના સ્થાનિક કારભા-
[illegible]ધમાં સ્વરાજ્યને [illegible] માં ઉંચી કોટિએ પહોંચવાની અશક્તિ
[illegible]ના છે અને પોતાના દેશમાં રહેતા હિન્દીવાનો તરફ વર્તણુકના સંબંધમાં જ્યારે સામ્રાજ્યના મહાન પ્રશ્ન ઉકેલવાની નાલાયકતા તેમણે બતાવી છે—જ્યારે આ બધી વસ્તુઓ બની છે ત્યારે હિન્દુસ્તાનના રાજતંત્રના કાબુમાં જો સંસ્થાનોને કંઈ પણ ભાગ આપશે તો તેથી સામ્રાજ્યના ઉપર એક મોટામાં મોટી આફત આવશે. રાઉન્ડ ટેબલ મંડળના રાજપુરૂષો કહે છે કે આ દેશના આન્તર કારભાર સુદ્ધાન્ત સમગ્ર પરદેશીય રાજનીતિના કાબુમાં સંસ્થાનોને જો કંઈ પણ ભાગ આપવામાં આવશે નહીં તો બ્રિટિશ સામ્રાજ્ય ટકી શકશે નહી. જો આ ખરૂં હોય તો રાઉન્ડ ટેબલના રાજપુરૂષોએ પોતે અથવા બ્રિટિશ સત્તાધીશોએ, આ દેશના અધિકારીઓએ કે સંસ્થાનોના પ્રધાનોએ કદી પણ ધાર્યો હોય એના કરતાં વધારે તીવ્ર દ્વેષ આ દેશમાં સંસ્થાનો સામે આમ ઉપજાવીને—આ દેશની ખરાબમાં ખરાબ લાગણીઓને જાગૃત કરીને સામ્રાજ્યનો નાશ થાય એના કરતાં હાલની સ્થિતિમાં તેનો નાશ થાય એ ઘણુંજ વધારે સારૂં, ઘણુંજ વધારે માન ભરેલું છે એમ હું માનું છું. હું એમ પણ માનું છું કે આ દેશના કારભારમાં કંઈ પણ ભાગ લેવાને માટે પોતાની સ્વતંત્રતાના થોડા અંશનો ભાગ આપવાને સંસ્થાનોને સમજાવવાને કામ ઘણું મુશ્કેલી ભર્યું નીવડશે. વધારામાં હું માનું છું કે આ દેશના રાજ્યમાં કંઈ પણ હિસ્સો સંસ્થાનોને આપવાને બ્રિટિશ પ્રજાને સમજાવવું એ પણ ઘણું મુશ્કેલ છે. મારી ખાત્રી છે કે આ દેશની પ્રજા એવી કોઇ પણ આફત પોતાનાપર પડવા દેશે નહી. પરંતુ જો કોઈ પણ દિવસ એવું બને કે હિન્દને સંસ્થાનોનું તાબેદાર બનાવવામાં આવે તો તે દિવસે બ્રિટિશ સામ્રાજ્યનો અંતકાળ સમીપમાં આવશે.

---

Printed by Chintaman Sakharam Deole, at the Bombay Vaibhav Press,
Servants of India Society's Building, Sandhurst Road,
Girgaon, Bombay.
and
Published by Shankerlal Ghelabhai Banker, M. A.
251 Hornby Road, Fort, Bombay.

# Bombay Home Rule Series.

No. 1 The Policy of the Home-Ruler. Price half anna

No. 2 Comparative income and poverty of India. Price half anna

No. 3 Shall Colonies rule India?
Speech by Mr. H. S. L. Pollock. Price two anna

No. 4 Indentured Indian Labour. Price two anna

No. 5 Indians and Public Services. Price half anna

## स्वराज्यलेखमाला.

नं. १ मुदतबंदी मजुरपद्धति. किं. १ आणा.

नं. २ हिंदी लोक व उच्च दर्जाच्या नोकऱ्या किं. अर्धा आणा.

## स्वराज्यपत्रिका.

नं. १ होमरुल लीगला काय पाहिजे आहे ?

नं. २ पार्लमेंटमधील हिंदुस्थान.

नं. ३ हिंदुस्थानला स्वराज्य कां पाहिजे ह्याचें एक कारण.

नं. ४ शिक्षण आणि स्वराज्य.

नं. ५ हिंदुस्थानचें भयंकर दारिद्र्य.

किंमत प्रत्येकीं पाव आणा.

## સ્વરાજ્ય લેખમાલા.

નં. ૧. સ્વરાજ્ય શા માટે !

નં. ૨. સ્થાનિક સ્વરાજ્ય

નં. ૩. પ્રાન્તિક સ્વરાજ્ય

નં. ૪. રાષ્ટ્રીય સ્વરાજ્ય

નં. ૫. સુધારાની યોજના
( મુંબાઇની પ્રાન્તિક કૉંગ્રેસ કમિટિએ ઘડેલી )

નં. ૬. હિન્દ અને સંસ્થાનો

નં. ૭. હિન્દી લોક અને ઉચ્ચ દરજ્જાની નોકરી

## સ્વરાજ્ય પત્રિકા.

નં. ૧. પાર્લામેન્ટમાં હિન્દ

નં. ૨. સામ્રાજ્યમાં સ્વરાજ્ય શા માટે ?

નં. ૩. કેળવણી અને સ્વરાજ્ય

નં. ૪. હિન્દની ગરીબાઇ

વાર્ષિક લવાજમ આના બાર ( ૦–૧૨–૦ )

સ્વરાજ્ય લેખમાલા છુટક નકલ બે પૈસા, ૫૦ પ્રતોની કીં. ૧–૦–૦

સ્વરાજ્ય પત્રિકા „ „ ૧ પૈસો, ૧૦૦ પ્રતોની કીં. ૧–૦–૦

CAN BE HAD AT:—THe Home Rule League, 251, Hornby Road, Fort, BOMBAY.